ઓ૩મ્

# વિદ્યાસાગર*

( તથા )

# રંતિદેવ

( ના સંવાદો )

( આ સંવાદો તા. ૨૯—૯—૧૯૧૪ ના રોજ નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં ભરાએલી કોન્ફરન્સ પ્રસંગે થએલા ઉત્સવમાં નડીઆદ હિંદુ અનાથાશ્રમના બાળકોએ ભજવી બતાવ્યા હતા અને તે "સુન્દરી સુબોધ" માસિકના ઓક્ટોબર ૧૯૧૪ ના અંકમાં પ્રસિદ્ધ થયા હતા. )

લેખક—ચંદુલાલ નંદલાલ દેશાઇ.

પ્રકાશકઃ—ચંદુલાલ નંદલાલ દેશાઇ.
સુપ્રીન્ટેન્ડેન્ટ-હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦ સંવત ૧૯

મૂલ્ય એક



શ્રી ડાયમંડ જ

૯૨૨૭

# અનાથાશ્રમોમાં દાન આપવું

## એ કાશી ક્ષેત્રમાં વાવવા બરાબર છે!!

સારા ફળદ્રુપ ક્ષેત્રમાં રોપેલો અનાજનો એક દાણો ઊગવાથી જેમ હજારો દાણા થાય છે, તેમ અનાથાશ્રમ જેવા પવિત્ર સ્થાનમાં દાન આપવાથી હજારોગણું પુણ્ય મળે છેઃ માટે, દયા લાવી

## ભૂખે મરતા અનાથોને બચાવો!!

ફુલ નહિ ને ફુલની પાંખડી મોકલાવો, ને અનાથોના હૃદયનો આ-શીર્વાદ મેળવો! ભુખમરાથી વટલાઇને હિંદુઓની ઘટતી સંખ્યાને
કસી કર્તવ્ય ક્ષેત્રમાં ઝુકાવો! ઘેર ઘેર ભીખ માગી
પાઇ પાઇ એકઠી કરી અનાથોના પ્રાણ રક્ષણ
થી વધુ દાન આપનારનાં નામ વાર્ષિક
ને મફત મળે છે. મંગાવી વાંચો

## નડીઆદ હિંદુ અનાથાશ્રમ કૉન્ફરન્સમાં નડીઆદના અનાથોએ કરેલો સંવાદ.

# 'વિદ્યાસાગરનો સંવાદ.'

ખેડુત— ગરીબની ઝુંપડીમાં પ્રભુ વસતો (૨)
નિર્દોષ નીખાલશ ગરીબ હૃદયની, ભાવ પૂર્ણ આ[illegible] જે;
મીઠી મીઠી લાગે પ્રભુને, (૨) જેમ વિદુરની ભાજી જે
ગરીબના અંતરમાં પ્રભુ વસતો
ભરી દીવ્ય પ્રકાસ વિલસતો, ગરીબની૦

હે દીનાનાથ! હે ભગવાન! દુકાળને લીધે અમારાં ખેતરો ભેલાઇ ગયાં, અમારાં ઢોર ખ મરી ગયાં, ઘરબાર વેચાઇ ગયાં, અને આખરે આ ધર્મશાળામાં આવી રહેવું પડયું. પણ અમારા દુઃખનો અંત આવતો નથી. હે નાથ!

જે ખેડુઓ ખેતી કરી આખા જગતને પાળતા,
તે ખેડુઓ કણ કણ વીણીને, આજ અહીંઆં કકળતા;
ખેતી આબાદાન તો, આ દેશ આબાદાન છે,
ખેડુત આબાદાન તો આ દેશનું કલ્યાણ છે.

ખેતી એ દેશનું જીવન છે. જે ખેડુઓ ખેતી કરી આખા જગતનું પાલન કરે છે તેમને ખાવાને ટુકડો રોટલો નહિ કે મુઠી અનાજ નહિ. આ ભુખનું દુઃખ નથી વેઠાતું. હવે તો આ દેહનો અંત આવે તો સારૂ. આ બીચારી નર્મદા મરી ગઈ તે જીતી ગઈ. બાળકનો બેલી વળી પ્રભુ થશે.

રે, રે બીચારી નર્મદા, ભૂખથી મરી ગઇ બાપડી;
લાંઘા થયા દીન આઠના, પણ કોળીઓ અન્ન ના મળી.
રે બાળ તેનો લાડકો, માતાવિના ઝુરશે હવે;
સંભાળ એ બાળક તણી, જગનાથ તું લેજે હવે.

અરેરે! આ બીચારી નર્મદા મરી ગઇ પણ તેનો છોકરો વનુ અત્યારે કયાં ગયો હશે?

વિદ્યાસાગર—ભાઇ વિનોદસાગર! આપણે આ દુકાળીઆની ધર્મશાળા આગળ આવી પહોંચ્યાં.
વિનોદસાગર—હા, ભાઇ વિદ્યાસાગર.
વિદ્યાસાગર—બેટા ક્યાં છે તારી. માતા?

વનુ— પધારો દેવ ઓ મારા, સુતી આ માવડી મારી;
દુઃખી છે ભૂખના દરદે, ગરીબડી ગાવડી મારી.
અરેરે માડી! ઓ મારી, ઉઘાડી આંખ ખોલી જો;
પધાર્યા દેવ પ્રીતિથી, મદદ કરવા દુઃખીને જો.
નથી કેમ બોલતી માડી! ભૂખે થાકી શું ઉંઘી ગઇ;

વિદ્યાસાગર— અરે બેટા! સદા માટે, હવે તુજ માડી ઉંઘી ગઇ.
અહીં તું આવરે ઓ બાલ! ભલે માતા સુખે ઉંઘે;

વનુ— નહિ આવું; નહિ આવું; નર્મદા કેમ ના ઉઠે?
બધા બાળક તણી બાઓ, ઊંઘી જઈ રોજ ઉઠે છે;

વિદ્યાસાગર— મગર તુજ માવડીએ; તો સમાધી ઘોર લીધી છે.

વનુ— અરેરે માવડી મારી, હવે તો હું ચીઢાઉં છું;
ચઢાવી રીસ ભરૂં બચકાં, નયન અંગુલી ઘાલું છું.

વિદ્યાસાગર— ચીઢાએ શું વળે બેટા! મરી ગઇ માવડી તા'રી;
ફરી કો દી નહિ ઉઠે, અરેરે માવડી તારી.

વનુ— મરી ગઇ માત ઓ મારી, રઝળતાં બાળ મુકીને;
વનુ તારે વિયોગે આ, મરે છે શીર અફાળીને.
હવે કો બોકીઓ કરશે, લડાવે લાડ કો મીઠાં;
અરેરે માત તું મરતાં, થયાં આ બાલુડાં સોંઘાં.
હવે સંભાળ કો લેશે. દબાવી છાનીથી પ્રેમે.

વિદ્યાસાગર— પ્રભુ સંભાળ તો લેશે, કુશળ રાખો તને ક્ષેમે.

બેટા! આમ આવ રડીશ નહિ, હું તને મારી સાથે લઇ જઇશ, સારૂં સારૂં ખાવાનું આપીશ અને ભણાવીશ.

ખેડુત— ધન્ય છે મારા બાપલા.

વિદ્યાસાગર— ભાઇ આ બધા માણસ દુકાળીઆ છે કે?

ખેડુત— હા બાપલા.
આ ડોસો રડતો આંધળો, ઘસી ટાંટીઆને તરફડે;
અન્ન વીન મોંઘા પ્રાણ, તેના મરણ કાંઠે રડવડે.

વિદ્યાસાગર— હે પ્રભુ! કેવી દુરદશા?

ખેડુત— બાપલા! સુતી પણે છે વિધવા, કંગાલ પ્રસુતિ હાલમાં;
પ્રસવેલ મોંઘું બાળ તે, મરી છે ગયું ધાવણ વીના.

વિદ્યાસાગર— હે નાથ! શાન્ત કરો.

ખેડુત— હે તાત!
આ બાળકો માબાપ વીન, ભૂખે મરી મરી જાય છે;
દુષ્કાળ કાળ કરાળ મારૂં, લોહી ચુસી ખાય છે.

વિદ્યાસાગર— હરી, હરી.
દેખી કરૂણ આ ચીત્ર મારૂં, હૃદય પીગળી જાય છે;
ગમગીન થઇ કુદરત બધી, આ શોક માંહી છવાય છે.
આ તારલા આકાશના, દુઃખીનાં દુઃખે ડુબી રહ્યા;
આ ચંદ્રમા નીજ કર વતી, અશ્રુ દુઃખીનાં લુછતા.
આ ઘોર કાળી રાત્રી તે, વધુ ઘોર થઇ દુઃખથી અરે;
અશ્રુ રેડી તારલાનાં, જગ દુઃખ કાજે જો રડે.

ખોળે લઇ નીજ બાળને, ધરતી બધી ધ્રુજી રહી;
દુષ્કાળનાં દુઃખ જોઇને ધરતી બધી કંપી રહી.
સરવર નદી તરૂ પા'ડ સઉ, રડતાં જગતનાં દુઃખથી;
પણ હિંદના શ્રીમાન સૌ, ઘોરે નીરાંતે ઉંઘથી.
ઓ હીંદના શ્રીમાન ! આંખો, ખોલીને જુઓ હવે;
તમ દષ્ટી આગળ બાળ મોંઘાં, ભસ્તનાં આ ટળવળે.
નીજ બંધુનાં દુઃખ જોઇને, કંપારી કેમ ના છુટતી;
આ વજ્ર સમ છાતી તમારી, કેમ ના ફાટી જતી !

વિનોદસાગર—ભાઇ ! હિંદુસ્તાનના શ્રીમાનોને ગરીબોની શી પડી છે ! તેમણે તો મોટારોમાં સહેલ કરવી છે, બંગલાઓમાં મોજ ઉડાવવી છે.

વિદ્યાસાગર— કીરતારના દરબારમાં, નવ કોઇ એમજ પૂછશે;
કે બંગલાઓ કેટલા, મોટોર ગાડી કેટલી ?
પણ કેટલા દુઃખીજનોને, દુઃખથી ઉગારીઆ ?
કેટલા ભૂખ્યા જનોને, ભૂખથી છે ઠારીઆ ?
નવ પૂછશે કે હારહીરા, મોતીમાળા કેટલી ?
નવ પૂછશે કે બેન્કમાં, થાપણુ જમે છે કેટલી ?
પણ પૂછશે કે કેટલાં, કામો ભલાઇનાં કર્યાં ?
કુવા ખોદાવ્યા કેટલા, મંડાવી પરબો કેટલી ?
રંક બાળક કેટલાં, આશ્રય દઇને પાળીયાં ?
તવ દ્રવ્યથી નીશાળ ઔષધશાળા કયાં કયાં કાઢીયાં ?

વિનોદસાગર—ભાઇ ! આ દેશમાં તો લોકો કીડી મંકોડીને જીવાડે છે, ચકલાં કબુતરને દાણા નાંખે છે, નાના જીવોને પાળે છે ને મોટા જીવોને મરવા દે છે, ખાળે ડુચા દે છે, દરવાજા ઉઘાડા મુકે છે.

વિદ્યાસાગર—હરી ! હરી ! હે હિંદના શ્રીમાનો !
તમારાં દાનનાં ઝરણાં, વહેછે માર્ગ અવળે તે;
કમી કરવા બદલ બીજાં નવાં દુઃખો ઉમેરે છે.
તમારા દાનથી અલમસ્ત, લઠીંગા સાધુ બાવાએ;
થઇ આળસ તણી વૃદ્ધિ, દરીદ્રી દેશ આ થાએ.
હવે તે દાનનાં ઝરણાં, અનુકુળ ક્ષેત્રમાં વાળો,
જમાનો જેમ બદલાયો, સુધારો દાનનો ધારો.
સડેલા રોગીઓ માટે, દવાખાનાં ઉઘાડોને;
નિરાશ્રીત વિધવા માટે, વનીતા વિશ્રામ સ્થાપોને.
અશકતોને અપંગો કાજ, અશકતાશ્રમ કાઢોને;
રઝળતાં બાળકો માટે, અનાથાશ્રમ ઉઘાડોને.

વિનોદસાગર—ભાઇ ! શ્રીમાનો તો લાડી વાડી ને ગાડીમાં મશગુલ છે. તેઓ લોક હીતનાં કામ કરે તે આશા રાખવી નકામી છે. આપ મુઆ વીના સ્વર્ગે જવાતું નથી. પારકી આશ સદા નીરાશ.

વિદ્યાસાગર—હું પારકી આશા રાખતો નથી, હું જાતે મરીનેજ સ્વર્ગમાં જઇશ અને મારાં દુઃખી ભાંડુને લઈ જઇશ.

આજે સમી વૃક્ષેથી લઈ, આયુદ્ધ પાન્ડવ રણ ઘુમ્યા;
આજે રઘુપતી રણથકી, વીજય કરી પાછા વળ્યા.
આજે દશેરા દીન છે, મંગળ વીજયનું ચીન્હ છે;
તે દીનના શુભ મૌરતે, સ્વીકારૂં છું જન સેવના.
કફની ધરૂં જગપ્રેમની, ઝોળી લઉં દુઃખની;
ઘર ઘર ફરી આલેખ જગવું, ભીખ માગું પ્રેમથી.
પણ કો રીતે મુજ બંધુનાં, આ દુઃખ ઓછાં હું કરૂં;
આશ્રમ અનાથનું સ્થાપવા, આજે પ્રતીજ્ઞા હું કરૂં.

ખેડુત— વાહ ! વાહ ! ધન્ય છે, પરદુઃખ ભંજન કર્મવીરને;
સફળ હોજો સફળ હોજો, પ્રતિજ્ઞાઓ તમારી જે;
પ્રભુ તમ અંતરે વસજો, સદા આશીશ અમારી જે.

વિનોદસાગર—ભાઈ ! આવી પ્રતિજ્ઞા લેવાથી દુકાળનું પુર તમારૂં ખાળ્યું ખળવાનું નથી.

માટી મુઠી ભરી નાખતાં, ખળશે કદી ના પુર એ;
ગાડાં ભરી ભરી ઠાલવો, જો રોકવું આ પુર છે.
દુષ્કાળ અગ્નિ સળગતો, શી રીત ઠંડો પાડશો,
આભ ફાટયુ ત્યાં સખા ! શી રીત થીગડું મારશો.

ભાઈ ! દુષ્કાળની જ્વાળા આખા દેશમાં સળગી રહી છે. હજારો મનુષ્યો ત્રાહ્ય ત્રાહ્ય પોકારે છે, હજારો માતાઓ પોતાનાં કુમળાં બાળકોને પરધર્મીઓને વેચે છે, હજારો અનાથ નિરાધાર બાળકો ઘરબાર વીના રખડે છે.

વિદ્યાસાગર—હે નાથ ! હે પ્રભુ ! મારા દેશની આ દશા જે હિંદુસ્તાન–દુનીઆનો ફળદ્રુપ બગીચો–તેમાં દુષ્કાળ ઉપર દુષ્કાળ, પ્લેગ ઉપર પ્લેગ, આફત ઉપર આફત. હે તાત ! હવે તો ક્ષમા કર, શાન્તિ કર.

વિનોદસાગર— ગુનેગારોને ક્ષમા થઇ શકે નહિ.

ઇશ્વર તણા દરબારમાં, નીત્યે અદલ ઇનસાફ છે,
કરવું તેવું પામવું, કુદરત તણો એ ન્યાય છે.
ઇનસાફના મંદીરમાં, ના ક્ષમા કેરૂં સ્થાન છે;
પાપીને શિક્ષા આપવી એ ન્યાય તણો સિદ્ધાંત છે.

વિદ્યાસાગર— હરી, હરી !

વિનોદસાગર—ભાઇ તમો તો સમજુ વિદ્વાન છો. જરા ઉંડા ઉતરી વિચાર કરો કેઃ—

જ્યાં સાધવી સતી નારીના, શ્રીફળ ટકે વેચાય છે;
જ્યાં દીકરીના દામ લઇ, પાપી [illegible] મલકાય છે.
જ્યાં દીન ઉગે દીકરીઓ, દુધ પીતી થાય છે;
તેના રૂધીરથી દેશ મારો, આ બધો છંટાય છે.
જ્યાં દુઃખની વીધવા તણી, હાય જવાળા ઉઠતી;
લગ્નની તલવારથી જ્યાં, કતલ બાળકની થતી.

લક્ષ્મી સમી જે દીકરી, તે મુલ દુ:ખનું થાય છે;
સ્નેહ પ્રતીમાં સુંદરીની, બુદ્ધિ પાનીમાં નાય છે.
જ્યાં ધર્મના આચાર્ય સહુ, વીસરી જઇ નીજ ધર્મને;
પુત્રી સમી શીષ્યા સાથે, કરતાં કાળાં કર્મ તે.
મશગુલ થઇ દીનરાત વાડી ગાડીમાં ફરતા ફરે;
પોતે ડુબેલા દુ:ખમાં બીજાને શું તારી શકે.
જ્યાં ચીનના શાહુકાર ને કાંઇ ફાંસીઆ ઉજળા ઠગો;
શેર કંપની કાઢી તાગડધીન પરપૈસે કરે.
ધોળે દીને લુટે પ્રજા ચુસે રૂધીર નીજ બંધુનાં;
શી રીત સારૂ થાય ગરદન કાપતા ભાઇ ભાઇના.
તે દેશ ઉપર હે સખા! પ્રભુ કોપ કેમ ના ઉતરે,
દુષ્કાળ અગ્નિ પ્લેગ ને જળ પ્રલય કેમ ના ઉછળે.
હું તો કહું છું હે સખા! આફત ઉપર આફત પડો;
દુષ્કાળની આ જવાળમાં છો દેશ આખો સળગતો.

વિદ્યાસાગર—ભાઇ! હું તેથીજ કહુંછું કે આગ લાગે ત્યારે કુવો ખોદવા બેસવાનું નથી. અત્યારે તો દેશમાં જે આગ સળગી રહી છે તેમાં જેનાથી જેટલુ પાણી છંટાય તેટલું છાંટવાનું છે. જુઓ ભાઈ! આપણો પ્રીય દેશ અત્યારે દુષ્કાળની આફતમાં સપડાયો છે તે વખતે આપણે કામ કામ ને કામજ કરવાનું છે. બને તેટલાં મનુષ્યોને દુ:ખમાંથી છોડાવવાનાં છે.

કેવું સખા! કર્તવ્યક્ષેત્ર વિશાળ ખુલ્લું થાય છે;

ખેડુત— એ કર્મક્ષેત્રે ધુમનારા સ્વર્ગે અન્તે જાય છે.

વિનોદસાગર—ભાઇ! આપણે સંસારી માણસને આવી પ્રતિજ્ઞા લેવી કેમ પાલવે?

ગ્રહ સેવના વિસારીને તમે જગસેવના સાધી;
કહો આશ્રમ થશે તે કેમ વળગશે લગ્ન ઉપાધી.
સરીતના પ્રેમમાં ઘેલાં થઇ રસબસ તમે રહેશો;
લગ્ન થાતાં મગ્ન થઇને જગતનાં દુ:ખ ભુલી જાશો.

વિદ્યાસાગર—ભાઈ! એમ શું બોલો છો.

આશ્રમ અનાથનું જ્યાંસુધી સ્થાપીત નવ થાએ સખા;
કરૂં લગ્ન ના હું ત્યાં સુધી એ બીજી છે મમ પ્રતિજ્ઞા.

વિનોદસાગર—દુષ્કર આવું ઘોર પણ લેતાં જરા વીચાર કર;
સરીતા બીચારી બાપડી ઝુરશે જરા વીચાર કર.

વિદ્યાસાગર— વિચાર સઘળા સોંપીઆ જગતના મેં નાથને;
માનવી શું કરી શકે જ્યાં બાજી એને હાથ છે.
હાલ તો બેહાલ થઈ કંગાલ થઇને રખડવું;
ઘર ઘર ફરી ભીખમાગી આશ્રમ કો રીતે ઉભું કરૂ.

ભાઈ વિનોદસાગર ! હાલ તો આપણે આ દુકાળીઆંને ઠેકાણે પાડવાં જોઇએ. આ આંધળા ડોસાને સુરતના અશક્તાશ્રમમાં મોકલાવો. આ કુલીન વિધવાને અમદાવાદના મહીપતરામના વિધવાશ્રમમાં મોકલાવો, આ ભૂખે મરતાં માબાપ વગરનાં બાળકોને નડીઆદ હિંદુ અનાથાશ્રમમાં મોકલાવો, અને બીજાં ભૂખ્યાં માણસોને મારે નામે મોદીને ત્યાંથી અનાજ અપાવો અને બેટા વનુ તું આપણી સાથે ચાલ.

ખેડુત— ધન્ય છે બાપલા !

ખેડુત અને વનુ—વિદ્યાનો સાગર ઉછળે આ વિશ્વ માતને ખોળે;
જગ રસબસ કરી તરબોળે મોંઘાં મોતીની છોળે.
તુજ દીવ્ય મંજુલ ગાનની મધુ બંસળી લલકારજે;
અમ દેશબંધુ ઉરમાં રસ ચેતના ચમકાવજે—વિ૦
તુજ શીતળ સુખ કર લેરથી દીન દુઃખીઆને ઠારજે,
છાતી સરીખાં ચાંપીને દીન કુસુમને વિકસાવજે.—વિ૦
તુજ ઘોર ઘુઘવાટે સખા ઘુઘુ કરીને ઘુઘવજે;
મોજાં પ્રચંડ ઉછાળીને આ દેશને તું ગજાવજે.—વિ૦

—ચંદુલાલ નંદલાલ દેશાઇ.

---

# રંતિદેવ રાજાનો સંવાદ.

રંતિદેવ—અરેરે પ્રભુ ! આજે અડતાળીસ દીવસના લાંઘા થયા પણ હું અન્નજળ લઇ શક્યો નથી. આ અન્ન અને આ જળ તે આજે મારે ખાવા માટે રહ્યું છે તે મારી ભૂખને અને તરસને શાંત પાડી શકશે ? નહિ નહિ. મારા રાજ્યમાં અત્યારે કેટલાએ હાય અન્ન ! હાય અન્ન ! કરતા કાળના મુખમાં સપડાઇ જતા હશે. બાર બાર વરસના દુકાળ, વરસાદનો છાંટોએ નહિ, ભૂખના દુઃખે ટળવળતા અસંખ્ય અનાથોના પ્રાણ હવે કેવી રીતે બચાવી શકાશે ? માનવ બંધુઓ આમ ભૂખે મરે અને મારી ભૂખ શાન્ત પડે એ કેમ બને ? પ્રભુ ! હવે તો કાંઇ કરૂણા કર.

બ્રાહ્મણ—( પ્રવેશ કરીને સ્વગત ) જોયા આ દેવ ! આજ કાલ કરતાં અડતાળીસ દીવસે ટુકડો રોટલો ખાવાનો મળે છે તોએ ખાવો નથી. બાપલા ! આતો દેવની જોડે આ ભૂદેવ પણ મોતનીજ વાટ જુએ છે. દેવ ! શો વિચાર કરો છો ? આજ તો ખાવુંજ પડશે. આ બ્રાહ્મણના પેટની તો દયા ખાઓ.

રંતિદેવ—અરેરે ! આ બીચારો બ્રાહ્મણ મારી પેઠેજ અન્નજળ વિનાનોજ જણાય છે. શું કરૂં એ મારૂં કહ્યું જરાએ માનતો નથી. ખરેખર એ નહિ ખાય તો જરૂર મને બ્રહ્મહત્યા લાગવાની. ( બ્રાહ્મણને ) ભાઈ ! તારે મારા કરતાં અન્નની વધારે જરૂર છે. લે તું ખા. તારા ખાવાથી મને પણ તૃપ્તિ મળશે.

બ્રાહ્મણ—વાહરે દેવ ! હું ખાઉં અને તમારી ભૂખ મટે એમ હોય તો તમેજ જમો. એટલે આ સુકો રોટલો ખાવાની મહેનત લીધા વગરજ મારી ભૂખ મટી જાય. દેવના આટલા પરોપકારમાં એટલો એક પરોપકાર વધારે.

**રંતિદેવ**—મીષ્ટાન્ન હોત તો મને ખાવા દઈ ભૂખે મરત. કે ?

**બ્રાહ્મણ**—મીષ્ટાન્ન હોય તો બંદા છોડે ખરા કે ! એતો બ્રાહ્મણનોજ પહેલોજ હક્ક. પણ એમ હોય ત્યારે દેવને શાની ખોટ હોય.

**રંતિદેવ**—( સ્વગત ) આ બ્રાહ્મણ લાડુ માટે ગાંડો ગાંડો ફરે, તે મારા પરના પ્રેમને લેઇને કેવો દુઃખી થાય છે ? મારા વિના એ એક કોળીઓ પણ ખાવાનો નહિ. પ્રભુ, હું કેવો દુર્ભાગી છું કે મારે માટે ભૂખે મરતા અને સુખદુઃખના ભાગીઆ થએલા આ બ્રાહ્મણને મારા દેખતાંજ ભૂખે મરવા દેઉં છું. પ્રભુ ! પ્રભુ ! (બ્રાહ્મણને) ભાઇ ! આમાંથી અર્ધો રોટલો તું ખા એટલે પછી બાકીનો હું ખાઇશ ! પછી કંઈ?

**બ્રાહ્મણ**—મહારાજ અસત્ય નહિજ બોલે. એમની મને ખાતરી છે. દેવની એમજ ઇચ્છા છે તો લાવો હું પ્રથમ ખાઉં. ( સ્વગત ) શીવ શીવ ! દેવ આટલાએ મનાયા ખરા (બ્રાહ્મણ રોટલો લઇ ખાવા બેસે છે અને ખાઈ રહે છે) દેવ ! હવે લ્યો આપણે તો પાંચ પકવાન કરતાં વધારે મજા પડી. વાહ ! શું સ્વાદ ! હવે આપ ખાઇ લ્યો. ( રંતિદેવ ખાવાની તૈયારી કરે છે એવામાં )

**ભિક્ષુક** ( પ્રવેશ કરીને )—હે પ્રભુ ! હવે તો આ દુઃખ સહન થતું નથી. ઘરબાર જતાં રહ્યાં, ભુખના દુઃખે સર્વે સંબંધીઓનો પણ નાશ થયો, મારૂં મોત પછાડી હતું તે હવે મારી આગળ આવી ઉભું છે. રંતીદેવ ક્યાં હશે ? એમનાં દર્શન થાય તો મરતાં મરતાં પણ મારૂં કલ્યાણ થાય. પ્રભુ ! અન્ન ના આપીશ પણ પુન્ય સ્વરૂપ મહારાજનાં દર્શન એક વખત તો કરાવજે.

**બ્રાહ્મણ**—ભોગ લાગ્યા ! બાકી હતું તે આ વળી આવ્યું એક દુકાળીઉં. મહારાજ ! એતો...

**રંતીદેવ**—(બ્રાહ્મણને ચુપ રહેવાનું કહી) ભાઈ ! આ રહ્યો તારો નિર્માલ્ય દેવ ! આવ, ભાઇ આવ ! અરેરે ! તારો પ્રાણ અન્ન વગર જાય તે હું કેવી રીતે જોઇ શકુ ? લે આ બચકું રોટલો.

**બ્રાહ્મણ**—દેવ ! દેવ ! મને છેતરી આપ એકલાનેજ મરવું છે ! હે પ્રભુ ! મારા દેવ ઉપર તને જરા પણ દયા નથી આવતી ? પ્રભુની પ્રભુતા મારા દેવમાં આવી રહી છે. તેમની આટલી બધી અદેખાઇ !

**ભિક્ષુક**—હેં ! હેં ! દેવ પણ લાંઘા કરે છે ! મારા પ્રાણ જેટલીએ એમની કીંમત નહિ ! હું કેવો પાપી ! દેવ ન હોત તો આ દુનીયાં ક્યારનીએ રસાતાળમાં ગઇ હોત. અરેરે ! હું અત્યારે ક્યાંથી અહીં આવ્યો ? (મૂર્છા ખાઇ પડે છે).

**રંતિદેવ**—અરેરે ! આ શું કર્યું ? ભલા બ્રાહ્મણ ! ચાલ, ઝટ કર એના મુખમાં પાણી રેડ (બ્રાહ્મણ મોંમાં પાણી રેડે છે, રંતીદેવ પવન નાંખે છે અને ભિક્ષુક ચેતનમાં આવે છે.) ભાઈ ! તારે પ્રાણ બચાવવા ખાવુંજ પડશે. રંતીદેવ તને કદાપી મરતાં જોઇ શકશે નહિ.

**ભિક્ષુક**—દેવ ભૂખે મરે અને હું ખાઉં ? મને એવા પાપમાં ન નાંખશો દેવ ! દુનીયાનાં બીજાં દુઃખીને દેવ વગર કોણ જીવાડશે !

**રંતીદેવ**—સર્વેને જીવાડનાર પ્રભુ છે. તું ભૂખથી પ્રાણ ત્યાગ કરે અને દેવ જુએ એવી આશા ન રાખીશ.

**ભિક્ષુક**—દેવ જ્યારે આગ્રહપૂર્વક આવું 'પણ' લે છે ત્યારે હું આ રોટલામાંથી અર્ધો ખાઉછું અને બાકીનો દેવ આરોગે.

**બ્રાહ્મણ**—હા, હા, દેવ ! એમ કરો, ભાઈસાહેબ ! (ભીક્ષુક અર્ધો રોટલો ખાઇ રહે છે એટલામાં બીજો ચંડાળ ભિક્ષુક આવે છે.)

**ચંડાળ**—હવે તો દેવ જીવાડે ત્યારે, નહિ તો પ્રાણ ચાલ્યા જશે. એ પુન્યસ્વરૂપ મહારાજ મારૂં જરૂર રક્ષણ કરશે. મહારાજ ક્યાં છે? અરેરે મને મહારાજ પાસે લઈ જાઓ. પેટમાં ભૂખના ઉડા ખાડા પડી ગયા છે, કંઠ સુકાઇ ગયો છે. અરેરે ! હવે તો નથી બોલાતું (બેસી પડે છે).

**બ્રાહ્મણ**—ઓ બાપરે ! આતો વળી નવું ભુત આવ્યું. આતો ચંડાળ જેવો છે, ભૂખથી સુકાઇ ખંખ થયેલા બહાર ચાર તો કુતરા લાવ્યો છે.

**રંતીદેવ**—ભાઈ ! હુંજ આ અભાગીઓ રતીદેવ છું. તારી શી ઇચ્છા છે ?

**ચંડાળ**—મહારાજ ! માનવીને નવા અવતાર આપનાર દુઃખીયાના બેલી પુન્ય સ્વરૂપ તે આપજ દેવ ! એ દેવનાં આવાં લેવાએલાં મોઢાં ! દેવજ દુઃખીયા ત્યાં અમારૂં કોણ બેલી !

**રંતીદેવ**—ભાઇ ! તારૂં કહેવું સત્ય છે, હું નામનોજ દેવ છું. હવે મારી પાસે કંઈ પણ રહ્યું નથી. જે કંઈ હતુ તે મેં આનંદથી આપ્યુ છે અને આ દેહ પણ અર્પણ કરતાં મને એટલોજ આનંદ થશે. પ્રભુ ! હું મારી દશાને લીધે દુઃખી નથી પણ બીજાનાં દુઃખ દુર કરવાને માટે ઘણો લાચાર થઇ ગયો છુ એજ દુઃખ છે. લે ભાઇ ! આ ટુકડો રોટલો અને અંજલી જળ પીને તારા પ્રાણ બચાવ. મિત્ર ! આજે મને ઘણો આનંદ થયો છે. પ્રભુએ મારા હાથે આજે ત્રણ જણના કાળનું રક્ષણ કરાવ્યું. આજે મારી ભૂખ અને તરસ શાન્ત થઈ. હવે મને કશાની ઇચ્છા નથી. પ્રભુ ! હું તારી પાસે ઉત્તમ ઐશ્વર્ય કે મોક્ષની પણ ઇચ્છા રાખતો નથી પણ સર્વે પ્રાણીઓના અંતરમાં પ્રવેશીને તેઓનાં દુઃખ મારામાં લેવાની ઇચ્છા રાખું છું જેથી પ્રાણી માત્રને સુખ થાય. પ્રભુ ! એમાંજ મને આનંદ છે. માટે મને દુઃખજ સુખરૂપ છે. તારે આપવું હોય તો જગતનું બધું દુઃખ મને આપજે અને જગતને સુખી કરજે.

**બ્રાહ્મણ, ચંડાળ અને ભિક્ષુક**—

વિજય વિજય કરજો, પ્રભુ ! વિજય વિજય કરજો;
પરદુઃખ ભંજન, દીન મન રંજન, અરી મુખ ખંજન નરવરનો. પ્રભુ૦
પરના દુઃખે દુઃખીયા થઈ જે કર્મક્ષેત્રે ઘુમતા,
ધર્મની વેદી પરે નિજ જાત વહાલી હોમતા— વિજય૦
નીજ દેશ બંધુદુઃખથી જેનું હૃદય ના ઉછળ્યું,
દીન દુઃખીનાં દુઃખ શ્રવણથી જેનું રૂધીર ના ઉકળ્યુ,
તે નર નહિ પણ ખર બધા આ ભૂમિ ભારે મારતા,
ધિક્કાર તે નર અધમને જે સ્વાર્થ કાજે જીવતા— વિજય૦

ફુલચંદ બાપુજી શાહ.

# અનાથો તો પ્રભુનાં

માટે

## પ્રભુને ખુશી કરવો હોય તો :

જેમ એક બાળકના હાથમાં પતા
સ્વભાવીક રીતે ખુશી થાય છે તેમ
થનો નાથ જે પરમેશ્વર તે ખુશી થ

# દેશ બન્ધુઓના

ભૂખે મરતાં અનાથોનું ર
ટાઢે થરથરનારને વસ્ત્ર આપે
આપો, ફૂલ નહિ ને ફુલની
વધુ દાન આપનારનાં નામ
હરેકને મફત મળે છે.

મંત્રી—હિન્દુ અ

